

# આદર્શ કુમારિકા

માવજી દામજી શાહ

# આદર્શ કુમારિકા

લેખક :

**માવજી દામજી શાહ**

ધાર્મિક શિક્ષક, શ્રી બાબુ પી. પી. જૈન

હાઈસ્કુલ-મુંબઈ.

પ્રકાશક :

**શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય**

**કલોલ.**

વર્ષ ૨ જું
ક્રમાંક ૮
પૃષ્ઠ સંખ્યા ૧૬

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૪૭૫૮

નકલ ૧૦૦૦
સન ૧૯૨૯
સં૦ ૧૯૮૫
* * *
મૂલ્ય ૦-૧-૦
માર્ગવ્યય જુદું

: મુદ્રણસ્થાન :
આદિત્ય મુદ્રણાલય,
રાયખડ : અમદાવાદ
: મુદ્રક :
ગજાનન વિ. પાઠક

# પ્રસ્તાવના

ભાઈ માવજી દામજી શાહે આ પુસ્તક છપાવવાની અમોને પરવાનગી આપવા બદલ તેમનો ઉપકાર માનું છું.

આદર્શ કુમારિકાનું ગૌરવ દાખવતાં પ્રતિપાદક અને નિષેધાત્મક શૈલીએ કેટલાંક સૂત્રો યોજવામાં લેખકે સુંદર પરિશ્રમ ઉઠાવ્યો છે. આશા છે કે, તેનો લાભ ગુજરાત અને મહા ગુજરાતની કુમારિકાઓ લેશે અને આદર્શમય બની પોતાનું જીવન ઉચ્ચ બનાવશે.

**ભાઈ વાડીલાલ કાકુભાઈ સંઘવી** કાર્યાલયના સાહિત્ય પ્રકાશનમાં દરેક વખતે સુંદર મદદ કરે છે જે નોંધને પાત્ર છે. તેવીજ રીતે ભવિષ્યમાં પણ મદદ કરશે તેવી આશા છે.

કાર્યાલય ઑફિસ
કલોલ.
તા. ૩૧–૭–૨૯

શ્રી જૈન સસ્તું સાહિત્ય
પ્રચારક કાર્યાલય.
કલોલ.

# જરૂર વાંચશો.

| | | | |
|---|---|---|---|
| આદર્શ જૈન | ... | .... | ૦—૪—૦ |
| આદર્શ સાધુ | .... | ... | ૦—૪—૦ |
| આદર્શ કુમારિકા | | ... | ૦—૧—૦ |
| *આદર્શ શ્રાવિકા | | .... | ૦—૪—૦ |
| શ્રી મહાવીર જીવનરેખા | | ... | ૦—૩—૦ |

*છપાય છે

મળવાનાં ઠેકાણાં :—

શ્રી જૈન સસ્તુંસાહિત્ય પ્રચારક કાર્યાલય કલોલ.

મંગળજી હરજીવન ચિતલીયા

જૈન બુકસેલર— માંગરોલ

બાલાભાઇ છગનલાલ શાહ

ફીકાભટની પોળ–અમદાવાદ.

# આર્ય કુમારિકા



કુમારિકા એટલે અણખીલી કળી.
કુમારિકા એટલે ચમકતી વિજળી.
કુમારિકા એટલે આશાભરી વાદળી.
કુમારિકા એટલે ભાવિપ્રજાની વિધાત્રી.
કુમારિકા એટલે નવાં ભારતની જનેતા.
કુમારિકા એટલે વીરપ્રસવિની.
કુમારિકા એટલે આર્યાવર્તનું ગૌરવ.
કુમારિકા એટલે સાદાઇની મૂર્તિ.
કુમારિકા એટલે સૌંદર્યનું પરમ તેજ.
કુમારિકા એટલે ગરવી ગુણિયલ બાલા.
કુમારિકા એટલે અનેરી આશાનો પુંજ.
કુમારિકા એટલે લક્ષ્મીની પ્રસન્નતા.
કુમારિકા એટલે કુમારનું ભારોભાર મૂલ્ય.
કુમારિકા એટલે સાક્ષાત્ લક્ષ્મી.
કુમારિકા એટલે માનવદિવ્યતાની મૂર્તિ.
કુમારિકા એટલે ભવિષ્યની લક્ષ્મીબાઈ.
કુમારિકા એટલે ભવિષ્યની ચાંદબીબી.
કુમારિકા એટલે ભવિષ્યની ચંદનબાલા.
કુમારિકા એટલે ભવિષ્યની સુભદ્રા.
કુમારિકા એટલે ભવિષ્યની સાવિત્રી.

કુમારિકા એટલે ભવિષ્યની સરસ્વતી.
કુમારિકા એટલે ભવિષ્યની સીતા.
કુમારિકા એટલે ભવિષ્યની દમયન્તી.
કુમારિકા એટલે ભવિષ્યની સુલસા.
કુમારિકા એટલે ભવિષ્યની પદ્માવતી.
કુમારિકા એટલે માતાની પરમ સહાયિકા.
કુમારિકા એટલે ભાઇ-ભાંડુની રક્ષિકા.
કુમારિકા એટલે લજ્જાળુતાની મૂર્તિ.
કુમારિકા એટલે પવિત્રતાથી પૂર્ણ.
કુમારિકા એટલે સમયને જાણી વર્તનાર.
કુમારિકા એટલે જ્ઞાનથી અર્ધદગ્ધ નહિ તે.
કુમારિકા એટલે અંધશ્રદ્ધા રહિત.
કુમારિકા એટલે સુકલલકડી શરીર નહિ.
કુમારિકા એટલે દેખાદેખીથી નકલ કરનાર નહિ.
કુમારિકા એટલે તનમનનો તન્મનાટ.
કુમારિકા એટલે આંધળાં તપ આદરનાર નહિ.
કુમારિકા એટલે ફેશનની ગુલામ નહિ.
કુમારિકા એટલે ગાડરીયા પ્રવાહમાં તણાતી નહિ તે.
કુમારિકા એટલે નમ્ર પણ સ્વતંત્ર મત દેનારી.
કુમારિકા એટલે નહિકે પેટે પત્થર પડયો.

કુમારિકા એટલે નહિ કે પારકું ધન.
કુમારિકા એટલે નહિ કે ટોણાં ટુંબા ખાનારી.
કુમારિકા એટલે નહિ કે એક જાતની વેઠ.
કુમારિકા એટલે નહિ કે એક પ્રકારનો બોજો.
કુમારિકા એટલે નહિ કે એક બંધન.
કુમારિકા એટલે નહિ કે પૂર્વજન્મની લેણદાર.
કુમારિકા એટલે નહિ કે ભારભૂત પ્રાણી.
કુમારિકા એટલે નહિ કે એક જાતની વળગણા.
કુમારિકા એટલે નહિ કે હલકું લોહી.
કુમારિકા એટલે નહિ કે ગરીબડી ગાય.
કુમારિકા એટલે નહિ કે આખરે પારકી માયા.
કુમારિકા એટલે નહિ કે એક ખોટી જંજાળ.
કુમારિકા એટલે નહિ કે એક ગણત્રી વગરનું માનવી.
કુમારિકા એટલે નહિ કે જ્યાં દોરે ત્યાં જાય.
કુમારિકા એટલે નહિ કે એક પ્રકારની લપ.
કુમારિકા તે કે જેણે સમયાનુસાર કેળવણી લીધી હોય.
કુમારિકા તે કે જેણે માતાનો ભાર ઉચકયો હોય.
કુમારિકા તે કે જેણે સંયમશીલતા કેળવી હોય.
કુમારિકા તે કે જેણે રસમય જીવન ખીલવ્યું હોય.
કુમારિકા તે કે જેણે જીવનરહસ્ય જાણ્યું હોય.

કુમારિકા તે કે જેણે પ્રસંગે વીરતા બતાવી હોય.
કુમારિકા તે કે જે વીરતાના પાઠો શીખી હોય.
કુમારિકા તે કે જે જેની સાથે તેવી હોય.
કુમારિકા તે કે જે ધર્મની મૂર્તિસમી હોય.
કુમારિકા તે કે જે રાષ્ટ્રની ઉદ્ધારિકા હોય.
કુમારિકા તે કે જે પતિતની પાવની હોય.
કુમારિકા તે. કે જે દુઃખીઓનો વિશ્રામ હોય.
કુમારિકા તે કે જે નિરાશ્રયનો આશ્રય હોય.
કુમારિકા તે કે જે સમયને ઓળખતી હોય.
કુમારિકા તે કે જે હિતાહિત જાણતી હોય.
કુમારિકા તે કે જેણે વિનયભાવ ખીલવ્યો હોય.
કુમારિકા તે કે જેનો વિવેકસૂર્ય ઉગ્યો હોય.
કુમારિકા તે કે જે ગૃહવ્યવસ્થા જાણતી હોય.
કુમારિકા તે કે જે પાણી પહેલાં પાળ બાંધતી હોય.
કુમારિકા તે કે જે ગજા ઉપરાંત ખર્ચે નહિ.
કુમારિકા તે કે જે સુખમાં છકી ન જાય.
કુમારિકા તે કે જે દુઃખમાં હિંમત ન હારતી હોય.
કુમારિકા તે કે જે સાસુને માતા તુલ્ય ગણતી હોય.
કુમારિકા તે કે જે સસરાને પિતાતુલ્ય માનતી હોય.
કુમારિકા તે કે જે નણંદને બ્હેન સમાન ગણતી હોય.

 ૧૪૫૫૮

કુમારિકા તે કે જે જેઠાણીને વડીલબ્હેન માનતી હોય.
કુમારિકા તે કે જે દેરાણીને નાની બ્હેન ગણુતી હોય.
કુમારિકા તે કે જે દિયરને બંધુતુલ્ય માનતી હોય.
કુમારિકા તે કે જે ઉદાર દિલ ધરાવતી હોય.
કુમારિકા તે કે જે હૃદયની છીછરી હોય નહિ.
કુમારિકા તે કે જે મોટું મન ધરાવતી હોય.
કુમારિકા તે કે જે ભૂલેલાને ઠેકાણે લાવતી હોય.
કુમારિકા તે કે જે દેશના વર્તમાન જાણુતી હોય.
કુમારિકા તે કે જે પ્રસંગે મરદ બની જાણે.
કુમારિકા તે કે જે પ્રસંગે ઝેરી નાગણુ બની જાણે.
કુમારિકા તે કે જે પ્રસંગે વિકરાલ વાઘણુ બની જાણે.
કુમારિકા તે કે જે પ્રસંગે સિંહણુ બની જાણે.
કુમારિકા તે કે જે કુરૂઢિની પૂજારણુ ન હોય.
કુમારિકા તે કે જે કુરીવાજોની ગુલામ ન હોય.
કુમારિકા તે કે જે અન્યાય ન સાંખી શકે.
કુમારિકા તે કે જે પ્રગતિના પંથે ચડી જાણે.
કુમારિકા તે કે જે ભવિષ્યનો વિચાર કરતી હોય.
કુમારિકા તે કે જે બુદ્ધિનો ઉપયોગ કરતી હોય.
કુમારિકા તે કે જે સદા ઉદ્યમપરાયણુ હોય.
કુમારિકા તે કે જે કેવળ પ્રારબ્ધપૂજિકા ન હોય.

કુમારિકા તે કે જે નસીબને મુખ્ય ગણુતી ન હોય.
કુમારિકા તે કે જે પ્રેમની પૂજારણુ હોય.
કુમારિકા તે કે જે સ્વર્ગીય જીવન જીવી જાણે.
કુમારિકા તે કે જે દિવ્યાંશની ધારિકા હોય.
કુમારિકા તે કે જે ઘરકામમાં કુશળ હોય.
કુમારિકા તે કે જે સુલક્ષણુ સહિત હોય.
કુમારિકા તે કે જે સકળ કળા જાણુ હોય,
કુમારિકા તે કે જે ઉચિત સુધારાની સાથી હોય.
કુમારિકા તે કે જેને ભૂગોળનું જ્ઞાન હોય.
કુમારિકા તે કે જે ઇતિહાસ જાણુતી હોય.
કુમારિકા તે કે જે ચિત્રકળા જાણુતી હોય.
કુમારિકા તે કે જે સુંદર સીવણુ જાણુતી હોય.
કુમારિકા તે કે જે સુંદર કાંતી જાણુતી હોય,
કુમારિકા તે કે જે સુંદર ગુંથી જાણુતી હોય.
કુમારિકા તે કે જે સુંદર ભરત ભરતી હોય.
કુમારિકા તે કે જે ભાષાજ્ઞાન યુક્ત હોય.
કુમારિકા તે કે જે કોઇથી છેતરાય નહિં.
કુમારિકા તે કે જે કોઇને છેતરે પણુ નહિં.
કુમારિકા તે કે જે અયોગ્ય રીતે સપડાય નહિ.
કુમારિકા તે કે જે સપડાતાં છટકી પણુ જાણે.

કુમારિકા તે કે જેને સર્વ રસ્તાઓનું જ્ઞાન હોય.
કુમારિકા તે કે જે રસ્તે ભૂલી પડે નહિ.
કુમારિકા તે કે જે એકવાર જોયું વિસરે નહિં.
કુમારિકા તે કે જેને કોઇ બનાવી જાય નહિં.
કુમારિકા તે કે જે જરૂર પડતાં બનાવી જાણતી હોય.
કુમારિકા તે કે જેને અસત્ય રૂચતું ન હોય.
કુમારિકા તે કે જેને ડાવા-ડાવા ન રૂચે.
કુમારિકા તે કે જે સુંદર વર્તનથી મુગ્ધ કરતી હોય.
કુમારિકા તે કે જે બાલરક્ષણનું કાર્ય જાણતી હોય.
કુમારિકા તે કે જે બાલઉછેર જાણતી હોય.
કુમારિકા તે કે જે કોમળતાની મૂર્તિ હોય.
કુમારિકા તે કે જે પ્રસંગે કઠોર બની જાણતી હોય.
કુમારિકા તે કે જે ધર્મરહસ્ય જાણતી હોય.
કુમારિકા તે કે જે શિક્ષણકળા જાણતી હોય.
કુમારિકા તે કે જે રસવતી બનાવી જાણતી હોય.
કુમારિકા તે કે જે પ્રેમથી પીરસી જાણતી હોય.
કુમારિકા તે કે જેનું વાણી માધુર્ય છલકાતું હોય.
કુમારિકા તે કે જે કાર્ય વહેંચણી કરી જાણતી હોય.
કુમારિકા તે કે જે એકતાથી વર્તતી હોય.
કુમારિકા તે કે જે ઉભયપક્ષનું હીત ચાહતી હોય.

કુમારિકા તે કે જે પૂર્વ સતીઓને સંભારતી હોય.
કુમારિકા તે કે જે સતીઓના પગલે ચાલતી હોય.
કુમારિકા તે કે જે ગૃહોદ્યોગ જાણતી હોય.
કુમારિકા તે કે જે સમયનું મૂલ્ય આંકતી હોય.
કુમારિકા તે કે જે સમયક્રમને અનુસરતી હોય.
કુમારિકા તે કે જે કુથલીને ચાહતી ન હોય.
કુમારિકા તે કે જે જીવનનો ઉદ્દેશ જાણતી હોય.
કુમારિકા તે કે જે મુશ્કેલીમાંથી માર્ગ કાઢતી હોય.
કુમારિકા તે કે જે વિપત્તિ વખતે મુંઝાતી ન હોય.
કુમારિકા તે કે જે જાણવા યોગ્ય સર્વ જાણતી હોય.
કુમારિકા તે કે જે કુળ મંડુક ન હોય,
કુમારિકા તે કે જે નમ્ર છતાં કડક પણ હોય.
કુમારિકા તે કે જે ઉત્સાહથી પૂર્ણ હોય.
કુમારિકા તે કે જે થાકેલાને રાહત આપતી હોય.
કુમારિકા તે કે જે વિશ્રામનું સ્થાન હોય.
કુમારિકા તે કે જે અનુભવ વિશાળ હોય.
કુમારિકા તે કે જે પોથા પંડિતા ન હોય.
કુમારિકા તે કે જે ઇસારાથી સમજી જતી હોય.
કુમારિકા તે કે જે સ્વયંસ્ફૂર્તિ ધરાવતી હોય.
કુમારિકા તે કે જે માતૃવાસમાં સંસમ છેહાયા હોય.

કુમારિકા તે કે જે માતૃવાસથી જીવન ઘડાયું હોય.

કુમારિકા તે કે જે અમૃત વચન બોલી જાણતી હોય.

કુમારિકા તે કે જે સમયાનુસાર રૂપ ધારણ કરતી હોય.

કુમારિકા તે કે જેનું દર્શન દિવ્ય મનાતું હોય.

કુમારિકા તે કે જેનું મુખ કમળ સદા પ્રફુલ્લજ હોય.

કુમારિકા તે કે જેનો વાણી વિનોદ રસીક હોય.

કુમારિકા તે કે જેનું સંભાષણ સમયાનુકૂળ હોય.

કુમારિકા તે કે જેણે જાણ્યાથી વધુ ગણ્યું હોય.

કુમારિકા તે કે ભણેલું કદિ ભૂલી ન હોય.

કુમારિકા તે કે જે ભણેલું સદા સંભારતી હોય.

કુમારિકા તે કે જે કોઈની ભોળવી ભોળવાય નહિ.

કુમારિકા તે કે જે પ્રસંગે ભલભલાંને ભોળવતી હોય.

કુમારિકા તે કે જે કોઈની જાળમાં સપડાય નહિ.

કુમારિકા તે કે જેણે ભયોને પગતળે દાબ્યા હોય.

કુમારિકા તે કે જેનું જીવન લક્ષ્ય નિશ્ચિંત હોય.

કુમારિકા તે કે જે શુભેચ્છાઓનો ભંડાર હોય.

કુમારિકા તે કે જે જીવનમાં કંઈ કંઈ કરી જવા માગતી હોય.

કુમારિકા તે કે જે રસોડામાં જ પડી રહેનાર ન હોય.
કુમારિકા તે કે જે ક્ષુદ્ર વાતોની રસિયણ ન હોય.
કુમારિકા તે કે જે ટાપટીપમાં જ મશ્ગુલ ન હોય.
કુમારિકા તે કે જે સામાન્ય જ્ઞાનથી ભરપુર હોય.
કુમારિકા તે કે જેનામાં ઉત્સાહ ઉછળતો હોય.
કુમારિકા તે કે જેણે જીવનનો પ્લાન ઘડી રાખ્યો હોય.



# ફરજ બજાવશો ?

સાપ્તાહિક અને માસિકોના તંત્રી તેમજ વિદ્વાનો દરેક કાર્યાલયના સાહિત્યની પ્રસંશા કરે છે. કારણ તેના સાહિત્યમાંથી નીકળતી ઉર્મિઓ આત્માનંદમાં હલેસે છે. માગણી એટલી જ છે કે, કાર્યાલય આવું સાહિત્ય સતત્ આપ્યા કરે, એટલા માટે તેને પૂરો સહકાર અને પૂરાં નાણાં સમાજનો દરેક આત્મા આપ્યા કરે.

આવા કાર્યાલય તરફ ઘણાને અભિરૂચિ થતી નથી તે માત્ર જડવાદી જમાનાનું એક વિશિષ્ટ કારણ છે. સાહિત્યનાં પુનર્વિધાન કરનારાં આવા મંદિરો પોષકો વિનાં આગળ પ્રગતિ કરતાં નથી. પ્રત્યેક ચેતનવંત, વાર્ષિક મેમ્બર થઇ પોતાની ફરજ જરૂર બજાવશે.

સાહિત્યનાં પાંનાં કેટલાં છે તે નહિ જોતાં અંદરના ભાવોનું પૃથક્કરણ દરેક જણ કરે તે ઇષ્ટ છે.

**શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય**

**કલોલ.**